૨૮૩૬

# મુર્ખ ચોરોનો ફારસ

૭૦

## પ્રવેશ ૧ લો

(નદી કીનારો રૂ ત ચોરો ચોરી કરીને આવેછે.)

૧ લો ચોર—દરવાજા બંધ થયા હવે આપણાથી
ઘેર કેમ જવાય. આ નદી ઉતરીને જઇએ
તો ઠીક થાય.

૨ જો ચોર—પણ નદીમાં પાણી ઘણું છે તેથી
આપણે શી રીતે જઇ શકીએ. બુડી મ
રીએ તો.

૩ જો ચોર—કેમ કીમ બોલો છો ! નદી જાગતી
હોશે ત્યાં સુધી તો આપણે જઇ શકનાર નથી
પણ જારે તે ઉંઘી જશે તારે આપણે
આમાંથી પાર ઉતરીશું.

૫ ચોર—આપણે જાણીએ કેમ કે નદી
ઉંઘે છે કે જાગે છે

૩ જો ચોર—તે તો ભાઇ મને ખબર નથી

બીજો કોઇ જાણતો હોય તો બોલી દો.

૫ મો ચોર—હા હા ! એ વાત કેની તો મને ખબર છે

૬ ઠો ચોર—(તેને મારીને) તો ભલા માણસ બોલ કેની ?

૫ મો ચોર—જુઓ કની, આ બીડી છે કેની તે લઇને પાણીમાં બોળીએ અને એમાથી અવાજ નિકળે કની તો જાણવું કે, નદી કેની જાગે છે. અને જો અવાજ ન આવે કેની તો જાણવું કે, નદી કેની તે ઉંઘે છે

૭ મો ચોર—ચાલો ભાઇઓ ! નદી ઉંઘે છે કે જાગેછે તેની ખાત્રી કરવા નદી કીનારે જઇએ (એમ કહી બધા જણા નદી કીનારે ગયા, ત્યા પાંચમા ચોરે, પોતે જે બીડી પીતો હતો તે પાણીમાં બોળી એટલે અવાજ થયો.)

બધા સાથે—જાગેછે રે જાગેછે ! જરાવાર બેસો.

૨૮૨૯



(એમ કહી બધા જણા પાછા જઇને પોત પોતાને ઠેકાણે બેઠા)

૩ જો ચોર—આપણે બધા નદી પાર ઊતરીશું તે વારે ત્યાં જે કોઈ પેલો જઇ પુગે તેણે સાતે ને ગણવા અને જ્યારે બધા આવી રહે ત્યારેજ ત્યાંથી આગળ ચાલવું.

(થોડીવારે પાંચમો ચોર નદી કીનારે જાય છે અને ઓલવાઇ ગયલી બીડી પાણીમાં બોળી એટલે કાંઇ અવાજ થતો નથી તે જોઇને)

૪ થો ચોર-બાપરે, હું તો કેવી નદી ઊંડી ગઇ. હવે કેની તે પાર ઉતરવાની ધાસ્તી નથી.

(બધા ચોરો ચોરેલા સરસામાન હાથમા લઇને નદીમાં કુદી પડે છે અને પાંચમો ચોર પહેલો નીકળી જાયછે તે બધાને ગણે છે પણ પોતાને ગણવો ભુલી જાયછે)

૫ મો ચોર—આ કેની તે એક્ક, આ બેય,

આ ત્રણ્યઅ, આ ચારઅ, આ પાંચઅ, આ છઅ. (ચોરોને) અરે ભાઈઓ આપણે ફરી તે બધા છ જણ થઇ રહ્યા એક છઠ્ઠો કેમ ન આવ્યો?

૨ જો ચોર—જરાવાર થોભો હમણાં આવતો હશે (બધા નદીને બીજે કીનારે બેસે છે સવાર પડે છે પણ કોઇ આવતુ નથી એમ જાણી)

૧ લો ચોર—આપણો સાતમો ભાઇ બુડી ગયો હો એમ લાગે છે.

૪ થો ચોર—હજી સુધી ન આવ્યો એટલે એમજ લાગે છે.

૭ મો ચોર—રહો રહો મને ગણવા દો જોઇએ (બધા ચોરોને ગણે છે પણ પોતાને ગણતો નથી.) ખરેખર આપણેતો છજ છીએ.

૬ ઠો ચોર—રહોને તારે મને ગણવા દે (એમ

કહી તે પણ ગણુ છે. પોતાને ન ગણતા બીજા છએને ગણેછે)

હારે બા ! ખરેખર તે મરી ગયેલો હોવો જોઇએ.

બધા ચોર—(રડીને) ઓ અમારા ભાઇ રે ! ! શું નદીમાં બુડી મુઓ રે ! ! તને મગર મછ ખાઇ ગયો રે ! ! ઓ અમારા ભાઇ રે ! ! હવે અમે ચોરી કરવા કેમ જઈશુ રે ! ! !

(વગેરે વગેરે ચોરો રડે છે એટલામાં તે ગામનો પુંજા પટેલ આવે છે, તે તમને રડતા દેખી પાસે આવેછે.

પુંજોપટેલ—ભાઇઓ ! તમે કુણ છો અને અહીં સવારના પહોરમા રડોછો શા માટે ?

બધા ચોર—બાપસાબ ! અમે રાતના સાતે જણા આ પાસેના ગામમાં ચોરી કરવા ગયા હતા અને ત્યાંથી અમને ઘણો પૈસો

મળ્યો, પણ રાતના દરવાજા બંધ હોવાથી અમે નદી કીનારે આવ્યા અને ત્યાંથી નદીમાં પડતું મેલ્યું તે આ કાંઠે નીકળ્યા. અમારા માંનો એક જણ નદીમાંથી નિકળી શક્યો નહીં અને બુડીમુઓ તેને અમે રડીએ છીએ

મુંજો—(મનમાં) સાત જણ તો છે ને એમ કેમ બોલેછે. હું મારી ખાત્રી તો કરી જોઉં (ચોરોને) તમે એક વખત મારી સામે ગણી જાઓ જોઈએ કે તમે કેટલા છો.

(પછી એક જણ ગણેછે તે ૭ સુધી ગણી પોતાને ભુલી જાય છે. એ પ્રમાણે દરેક પાસે ગણાવે છે.)

મુંજો—(મનમાં) આ લોકો ચોર તો ખરા પણ તદન મુર્ખ છે માટે કમે કરીને આ લોકો ને સમજાવવું જોઇએ (ચોરોને) ભલા માણસો. તમારો આતમો આછબંદ હું લાવી આપું તો ?

બધા—તો તો બાપસાબ આ બધો પૈસો તમ
આપીને અમે તમારા ચાકર થઇ રહેશું.
મુંજો—તમે તમારા બાપ દાદાનો કોલ આપ
(બધા ચોરો તેને કોલ આપેછે. પ
પટેલ પોતાની લાકડી હાથમાં લઇને) ર
લાકડીથી તમને એક એક ફટકો માર
જાઉં એટલે તમે એક બે એમ ગણ
ગણતા બગી જજો. (એમ કહી તમ
એકેક લાકડી મારતો જાય છે અને ચો
એક બે ત્રણ ચાર એમ ગણતાં એ
બાજુ થઇ જાય છે. સોને ગણી આપે
એટલે તેઓ ખુશી થઇ જાય છે)
બધા—(પટેલને પગેલાગી) બાપજી! તમે અમા
મરી ગયેલા બાજ ઉંઠ લાવી આપ્યો તેં
તમે જે કામ કરવાને કેહો તે કરવ
અમે તીઆર છીએ.
(પટેલ તેમને પોતાને ઘેર લઇ જાયછે

## પ્રવેશ ૨ જો.

(પટેલનું ઘર. પટેલને મામલતદારનું માણસ બોલાવવા આવ્યું હેતે તથા જવાની તૈયારી માં છે. પટેલની મા અજારી પડી છે તે એક ખાટલા ઉપર સુતી છે)

પટેલ—(ચાર ચોરોને) મે અહીં ઘરમાં બેશી રહેજો અને મારી મ.ની સેવા કર્યા કરજો અને જો હું આવું તેની અગાઊ મરી જાય તો નદી ઉપર લઇ જઇને બાળી નાખજો.

ચાર ચોરો—વારૂ સાબ.

પટેલ—(બે ચોરોને) તમે ગાડું લઇને ખેતરે જાઓ અને ત્યાંથી ઘાસ ભરી લાવો.

બે ચોર—વારૂ સાબ

પટેલ—(બાકી રહેલા એકને) તું આ મારીનું વાસણ લઇને ગામમાં જા અને ત્યાંથી મારે નામે તેલ લઇ આવ.

ચાથો ચોર—વારૂ સાબ

રમી રહ્યા, એટલામાં એક પાડોશી
આવ્યો તે)

પાડોશી—અરે ભલા માણસો ડોશી તો મરી ગઈ હવે તમે એની આગળ બેશીને શું કરો છો ?

ચોર—હેં હેં ખરેખર મરી ગઇ ! !

પાડોશી—હા હા ખરેખર.

(ચોરો બે વાંસ લાવી તેની સીડી કરી ઉપર ડોશીને વગર બાંધે મુકીને લઇ જાયછે. એટલામાં ડોશીનું મડદુ છાપરાના આરવટયામાં ભરાઇ જાયછે અને ચોરો ખાલી સીડી લઇને 'રામ બોલા ભાઇ રામ' કરતા જાયછે )

## પ્રવેશ ૩ જો.

ગાડા લઇને બે ચોરો જાય છે
ગાડાના પઇડામાં તેલ પુરેલું ન હોવાથી
અવાજ થાયછે

૧ લો ચોર—ભાઇ હવેતો ખેતર પાસે આવ્યુ ગાડું જલદી જલદી હાંક કેની

૨ જો ચોર— સેની ભાઈ એથી તે કેટલોક જલદી હાંકુ (બળદને)ચાલ ચાલ ફાગીઆ મોરીઆ હો ! તારો મળી મરે ચાલ !

(હાંકી જાયછે.)

# પ્રવેશ ૪ થો

(નદી કીનારો એક તરફ એક કોશી ભાણા વીણે છે બીજી તરફથી ચોરો સીડી લઇને દાખલ થાયછે. સીડી નીચે મુકીને જુવછે તો મુડદું ન મલે તેથી)

૨ જો ચાર—અરે ડોશી ક્યાં ગઇ ?

૩ જો ચેર—(છાણા વીણતી ડોશી ઉપર નજર પડવાથી) અરે જુઓ જુઓ ! ત્યાં ભાગી ગઇ છે અને આપણને જોઇને છાણા વીણવા મંડી ગઇ છે. ( બધા તેની પાસે જાય છે )

બન્ના —અરે ડોશી, તારો છોકરો આવો પૈસાદાર છતાં તું છાણા વીણે છે એ કાંઇ સારી વાત છે. ચાલ ચાલ, અમારી સાથે અમે તારા ચાકર તારે વાસ્તે ઢમણાં છાણા વીણી લાવીશું. (એમ કહીને ડોશીને સાડી પાસ લઇ જાય છે.)

(બે ચોર ત્યાં પડેલા લાકડાના કટકા વીણે છે અને બે છાણા વીણવા જાય છે પછી બધાનો ઢગલો કરી તેને સળગાવી અંદર નાખી દેવાનું કરે છે.)

ડોસી- -અરે ભાઇઓ મેં તમારૂં શું બગાડ્યું છે કે, તમે મને બાળી નાખવાનું કરોછો!

બધા ચોર—મુંગી મરી રહે, તું તો મરી ગઇ છે તેથી, તારા છોકરાની અમને રજા છે (એમ કહીને તેને અગ્નીમાં નાખી દેછે બળી રહ્યા પછી ઉપર માટી નાખી દેવતા ઓલવાને ચાલતા થાય છે.)

## પ્રવેશ ૫ મો

(બે જણા ઘાસનો ગાડો ભરીને આવે છે)
ગાડા ઉભા રાખી ચાકમા તેલ નાખે છે
તેથી અવાજ આવતો નથી એટલે)

૫ મો ચોર—ભાન આટલી વાર સુધી કેની ત
ગાડુ ગોવતુ હતુ હરે તો કેી તે નથી
બોલતુ તેથી એમ જણાય છે કે એ મરી
ગયુ આપણે કરી તે મરેતુ ગાડું ઘેર
લઇ જઈશું કેની તો આપણા નબી
આપણી ઉપર ખીજશે, માટે એમ અહી જ
નાખી નાખીએ તો સારૂ કે ની ?

૬ ઠો ચોર—હા હા ! એમજ ઠીક છે
(એમ કહી ગાડાને બળદ સુધા ઘાસમા
નાખી નાખીને ચાલતા થાય છે)

## પ્રવેશ ૬ ઠો

નદી કીનારે સાતમો ચોર ઘડો
લઇને દાખલ થાય છે.

૭ મો ચોર—ગામ તો હવે નજદીક આવ્યું, ચાલ રામ જરાક આ નદી કીનારે બેશી પાણી તો પીઉં (એમ કહી ઘડો કીનારે મુકી પાણી પીવા જાય છે. પાણી પી પાછો ફરીને) હાઆસ ! આ ઘડો તેલથી આખો ભરેલો છે કે અધુરો તે ઉઘાડી જોવું જોઈએ. જો કદાચ અધુરો હોય તો અંદર પાણી નાખીને પુરો કરવો જોઈએ (એમ કહી ઘડાનું મોઢું છોડે છે, અને ચોર અંદર જુએ છે. પોતાનું પ્રતીબીંબ તલમા દેખાયાથી) અરે અંદર તો ચોર ભરાયલા છે, માટે જો હું એને ઘેર લઇ જઇશ તો મારા ધણીના ઘરમાં ચોરી કરશે માટે એને અહીંજ પુરો કરી નાખવો જોઈએ.

(એમ વિચાર કરીને એક મોટો પથરો ઉચકીને ઘડા ઉપર નાખે છે એટલે ઘડો

માગીનો હોવાથી ચુરે ચુરા થઈ જાય છે અને તેલ ઢોલાઇ જાય છે ચોર ખાલી હાથે પોતાને ઘેર ચાલતા થાય છે)

## પ્રવેશ ૭ મો

(પટેલનું ઘર, ઘરમાંની બધી વસ્તુઓ બીજા ચોરો ચોરી ગયા છે અને પટેલ ગુસ્સામાં ઉભો છે એટલામાં ચાર ચોર આવે છે)

પટેલ—અરે હરામખોરો તમે ક્યાં ગયા હતા?

ચોર—સાબ, અમેતો તમારી ડોશીને નદી કીનારે બાળવાને લઇ ગયા હતા.

પટેલ—આ ડોશી તો ઉપર લટકેછે ને? તમે કોને બાળી આવ્યા? કોઈ બીજાની ડોશી ને બાળી આવ્યા હશો.

(એટલામાં બે ચોર આવે છે)

પટેલ—કેમ ઘાસ લાવ્યો કે?

ચોર—સાબ ઘાસ કેની તે લાવતા હતા એટ

લામાં રસ્તામાં ગાડું મરી ગયું તથી ને
સલગાવી દીધું.

(એટલામાં સાતમો ચોર આવે છે.)

પટેલ—કેમ તું તેલ લાવ્યો ?

ચોર—સાબ, તેલના ઘડામાં તો ચોર ભરાવલો
હતો તથી મેં ચોરને મારી નાખવા ત
ભાગી નાખ્યો.

પટેલ—મુર્ખાઓ ! નકટો આવીશી ! જાઓ
તમારૂં કાળું કરો. કહે છે કે, 'શાણાના
ચાકર થવું પણ મુર્ખાઓના ધણી ન થવું'
હશે બનનાર કાળ હતું તે બન્યું.

(બધા જાય છે.)

**સમાપ્ત**